

# અષ્ટાક્ષર મંત્ર.

(તેનો લક્ષ્યાર્થ તથા વ્યવહાર દશાવાળા મનુષ્યોએ તેનો ઉપયોગ કેવી રીતે કરવો.)

વ્યાખ્યાનકાર.

દેસાઈ કરસનદાસ જેસંગભાઈ.

સબજજ.

માણેકરામજી લાયબ્રેરીના પ્રમુખ.

જબુસર.

આવૃત્તિ ૧ લી    પ્રત ૫૦૦

અમદાવાદ.

પાનકોરના નાકે "મનહર" પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપ્યું.

સંવત ૧૯૬૯    સને ૧૯૧૨



મર્હુમ શેઠ ઝીણાભાઇ તથા તેમનાં સૌ. પત્ની બાઈ મણીના સ્મરણાર્થે શેઠ ગીરધરલાલ અમરતલાલ તરફથી માણેકરામજી લાયબ્રેરીને પુષ્ટિમાર્ગીય અને હિન્દુ ધર્મનાં પુસ્તકો ભેટ આપ્યાં તે પ્રસંગે અષ્ટાક્ષર મંત્ર ( શ્રી કૃષ્ણ શરણંમમ ) ના માહાત્મ્ય વિષે માણેકરામજી લાયબ્રેરીના પ્રમુખ જંબુસરના સબજજ દેશાઈ કરસનદાસ જેસગભાઇએ આપેલું વ્યાખ્યાન.

---

# श्री कृष्ण शरणंमम ॥

## અષ્ટાક્ષર મહામંત્રનું માહાત્મ્ય.

આ અષ્ટાક્ષર મત્ર દરેક વૈષ્ણુવને પુષ્ટિમાર્ગીય સંપ્રદાય વિધિ પુરસર ગ્રહણ કરતી વખતે ગુરૂ તરફથી ઉપદેશવામાં આવે છે આ મહામંત્ર વેદાંત ( ઉપનીષદ્-બ્રહ્મસુત્ર-ગીતા-અને ભાગવત ) ના રહસ્ય રૂપ છે. જે પ્રમાણે પૂર્વ કાળમાં સમુદ્ર મંથન કરી રત્ન કાઢવામાં આવ્યાનુ પુરાણમાં કહેવામાં આવ્યુ છે. તે પ્રમાણે સર્વ શાસ્ત્રનું દોહન કરી આ મંત્ર રૂપ રત્ન કાઢવામાં આવ્યું છે. આ મહામંત્ર પારસમણી જેવો છે. અરે ! પારસમણી કરતાં તે વધારે સત્તાવાન છે. પારસમણી લોહને સ્પર્શ થયે તેને સુવર્ણ બનાવવાની

સત્તા ધરાવે છે. પણ આ મહામંત્રની સત્તા તો એવી છે કે તે મહામંત્ર જેને વિષય કહે છે તેવા **श्री कृष्ण** પરમાત્મા પરબ્રહ્મ રૂપ, જેના અંશ રૂપ જીવ છે તેની સાથે અનુસંધાન કરાવી અવિદ્યાથી ઉત્પન્ન થતા મોહરૂપી દુઃખ નિવૃત કરી મોક્ષ પ્રાપ્ત કરાવે છે. આ મહામંત્રના પ્રતાપથી પૂર્વ કાળમાં કેટલાક ભક્તો મુક્તિ પામ્યાના દષ્ટાંતો ભક્તમાલા અને ચોર્યાશી અને બસો બાવન વૈષ્ણવની વાર્તામાં દશ્યમાન થાય છે.

આધુનીક કાલમા આ મહામત્રનો જપ દરેક વૈષ્ણવના ગૃહમાં થોડે ઘણે અંશે પણ થયા કરે છે. છતાં આધુનીક કાળમાં પૂર્વવત પરિણામ કેમ આવતું જણાતું નથી, એ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે. શુ મંત્ર આ યુગને માટે અયોગ્ય ઠરે છે? ના તેમ તો હોયજ નહિ. તેમ હોય તો ગુરૂ તરફથી તેવા મંત્રનો ઉપદેશ કરવાનુ બંધ થઇ ગયુ હોત વળી મત્રજ એવો છે કે દરેક યુગમા અને દરેક સ્થળમાં ગ્રાહ્ય છે. જે કારણથી જે કાર્ય થાય તે કારણથી સર્વ કાલમાં અને સ્થળમાં સમાન સંજોગોનાં તેવુંજ કાર્ય યાને ફળ નીપજવું જોઇએ, એ સર્વ માન્ય નિયમ છે. તેમ છતા જે મત્રના પ્રતાપથી પૂર્વ કાળમા ભક્તમાલા અને વૈષ્ણવ ચરિત્ર ગ્રંથોમા જે ફળ પ્રાપ્તિનુ દર્શન થાય છે તેવી ફળ પ્રાપ્તિ ઘણે થોડે અંશે–નહિ જેવે અંશે–જોવામા આવે છે તેનું કારણ શું હોવું જોઇએ? પ્રત્યવાય કયાં નડે છે?



# અંતઃકરણને આ મહામંત્રનો યથાર્થ સ્પર્શ થવામાં પ્રત્યવાય.

કદાચ પારસમણીનાં સંબધે એક લોકવાયકા ચાલે છે તેવુ બન્યુ હોવું જોઇએ.

વાર્તા એવી છે કે પૂર્વકાળમા મહા પરિશ્રમના પરિણામે એક નિર્ધન બ્રાહ્મણને પારસમણીની પ્રાપ્તિ થઇ. તે નિર્ધન બ્રાહ્મણ એક અરણ્યમાં નિવાસ કરી રહ્યો હતો. એક નાની લોખંડની પેટી તેને મળી આવી. તેમાં તે મણી મુકી તાળું વાસી પોતાની પર્ણકુટીકાનાએક પ્રદેશમાં ખાડો ખોદી તે પેટી દાટી. તે સારી રીતે જાણતો હતો કે પારસના સ્પર્શથી લોહ સુવર્ણ થઈ જાય છે. અને તેથી હવે તેને નિર્ધનતામાં કાળ ગમન કરવાની જરૂર નહોતી. પણ તે બ્રાહ્મણને એવી ધાસ્તી હતી કે જો તે મણીનો ઉપયોગ કરી લોહનું સુવર્ણ બનાવી પોતાની આર્થિક સ્થિતિમાં ફેરફાર એકદમ કરી કરી દે તો લોકોને જીજ્ઞાસા ઉત્પન્ન થવાની અને છેવટ પોતાની સ્થિતિના પરિવર્તનનું કારણ જણાઈ જતાં કોઇ બળવાન રાજા તેની પાસેથી તે મણી પડાવી લેશે. તેથી તેણે થોડા વખત પછી અનુકુળ સ્થળમા જઇ ત્યાં તેનો ઉપયોગ કરવો ધાર્યો. વખત જતાં તેણે એક મોટા શહેરમા જવા નિશ્ચય કર્યો. અને ત્યાં જતાની સાથે દ્રવ્યવાન શેઠ તરીકે ખપવું જોઇએ એટલે કોઇને કાંઇ પણ વહેમ પડે નહિ તેથી ત્યાં પ્રથમથી મનુષ્ય મોકલી હવેલી તૈયાર કરાવવા વિચાર કરી તેને માટે દ્રવ્ય પુરૂં પાડવા માટે લોહનું સુવર્ણ કરવાના

હેતુથી તે લોહની પેટી જમીનમાંથી બ્હાર કાઢી. તે પેટી ઉઘાડી. મણીને પેટીના લોહનો સ્પર્શ કરવા વિચાર થતાંજ તેને ભાન થયુ કે મણીને લોહનો સ્પર્શ તો છે છતાં આ પેટી સુવર્ણમય કેમ ન થઇ ગઇ. માટે આ મણી ન હોય અને પોતે છેતરાયો. એમ નિશ્ચય થવાથી ઘણોજ ખેદ કરવા લાગ્યો. સેખસલ્લીની વાર્તામાં જેવી સ્થિતિ ઘીનો ઘડો ફુટવાથી શેખસલ્લીની થઇ હતી તેવી સ્થિતિ આ નિર્ધન બ્રાહ્મણની થઇ. પોતે રૂદન કરવા લાગ્યો તેની સ્ત્રી પુત્ર વગેરે ત્યા આવ્યા. કારણ પૂછતાં તે જણાયુ. પુત્ર વિચીક્ષણ બુદ્ધિનો હતો. તેણે પારસના રૂપરંગ વિષે સાંભળ્યું વાચ્યું હતું. તેથી બારીક નિરીક્ષણ કરતાં તેને જણાયુ કે છે તો પારસ; એમાં તો જરાએ સંશય નથી. ત્યારે લોહનો સ્પર્શ થયેલો વિદ્યમાન છે છતાં સુવર્ણમય પેટી થઇ નથી તે પણ સિધ્ધ છે, તો આવો વિપરીત ભાવ કેમ બન્યો ! બહુ વિચાર કર્યો બારીકાઇથી પેટીના સર્વ ભાગ તરફ જોયુ તો તેને માલમ પડ્યુ કે લોહના રંગ જેવો બારીક કાગળ પેટીની આસપાસ ચોટાડેલો છે અને તેથી પારસનો સ્પર્શ લોહને થતો નથી. તેણે પારસ પેટીમાંથી એકદમ બ્હાર લીધો અને પેટીને ચપ્પુ વતી ઘસી બારીક કાગળનું પડ છોલી નાખી પારસનો સ્પર્શ કરતાંજ આખી પેટી સુવર્ણમય થઇ ગઇ. અને આખા કુંટુંબમા આનંદ આનંદ પ્રસરી રહ્યો.

આ પ્રમાણે પારસ લોહ સાથે વિદ્યમાન હોવા છતા જે પ્રમાણે પ્રથમ દ્રષ્ટિએ વિદ્યમાન ન થઇ શકે તેવો બારીક કાગળ વિજાતીય રૂપ હોવાથી લોહનું સુવર્ણ ન બની શક્યું તેજ પ્રમાણે અજ્ઞાનરૂપ પડદો આ મહામંત્ર અને આપણી બુદ્ધિ અને અંતઃકરણ વચ્ચે હોવો

જોઇએ કે તે મંત્ર પારસને સ્પર્શ થવા દેતો નથી. ત્યારે આ આવરણ કેવા પ્રકારનું હોવું જોઇએ, અને તે કેવા ઉપાયથી દુર થાય એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે.

## મહામંત્રનો લક્ષ્યાર્થ યોગ્ય રીતે ન સમજવારૂપ અજ્ઞાનતા એજ ઉપર બતાવેલો પ્રત્યવાય હોવો જોઇએ.



વૈષ્ણવો મને લાગે છે કે તે અજ્ઞાન રૂપ આવરણ આ મહા મંત્રનો લક્ષ્યાર્થ નહિ સમજવા રૂપ અને લક્ષ્યાર્થ સમજી તે અનુસાર વર્તનના અભાવ રૂપ છે. વાચ્યાર્થને વળગી લક્ષ્યાર્થને સમજવાની દરકાર ન રાખવાથી સિદ્ધિ વિદ્યમાન જેવી હોવા છતાં અવિદ્યમાન જેવી થાય છે. તે બાબતની પણ એક લોક વાયકા ઘણી જાણવા જોગ અને રમુજી છે. તેથી પણ મહામત્રના લક્ષ્યાર્થ સમજવા તરફ બધા જશે એમ મને ખાત્રી છે.

પૂર્વ કાલમાં જે વખતે રાજ્ય રક્ષણ નહિ જેવું હતુ તે વખતે એક વણજારાની પાસે પુષ્કળ દ્રવ્ય હતું. તેને કાંઇ સતતિ નહોતી તેમ સ્ત્રી પણ ગુજરી ગઇ હતી. તેની ઉત્તરાવસ્થા થઇ ગયેલી હતી અને મરણસમય નજીક આવતો જોઇ પોતાના દ્રવ્યની કેવી વ્યવસ્થા કરવી તેનો વિચાર કરવા લાગ્યો. વૃદ્ધ વણજારાને બુદ્ધિસામર્થ્ય તરફ પુજ્યભાવ હતો. પોતે પણ તેવાજ સામર્થ્યથી પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું. જેવી રીતે ભોજરાજા એક

નવીન શ્લોકના લક્ષ રૂપીઆ આપતો એવી આખ્યાયીકા ચાલે છે તેજ પ્રમાણે બુદ્ધિ ચમત્કાર બતાવનારને આ વણજારો પણ દ્રવ્ય આપી સંતુષ્ટ કરતો. આવી તેની વૃતિ, જે વખતે તે પ્રમાણે પોતાના દ્રવ્યની વ્યવસ્થા કરવાનો વિચાર કરતો હતો, તે વખતે અતિ પ્રબળ થઇ તેથી તેને અનુસરી તેણે દ્રવ્ય વ્યવસ્થા કરી એક સ્થળે ગામથી ત્રણ ચાર માઇલ દુર એક શિવાલય બંધાવ્યું અને તેને મથાળે અંડાકારનું એક શિખર ગોઠવી તેની નીચે એક શિલાલેખ નીચે પ્રમાણેનો ભીંતમાં ચણાવી રાખ્યો:—

મેષ અંશ વીશને કળા, બાવીસે રવિ જાય;
શિવાલયના શિખરમાં, જો પોલાણજ થાય.
વ્યાસ એક ગજ ખટ ઉંડું, શિવજીનીજ કૃપાય;
ચતુર નરને તે સમે, શ્રી પ્રાપ્તિ શુભ થાય.



આ નવીન રમણીય શિવાલય જોઈ હજારો વટેમાર્ગુ ત્યાં દર્શન કરવા જતા અને કેટલાક શિવાલયના ઉપર ચઢી બેસતા. ઘણા ખરા શિવાલયમાં શિલાલેખ વાંચવાની દરકાર કરતા નહિ, અને કેટલાક વાંચતા તો તેનો અર્થ સમજી શકતા નહિ. અને કેટલાક એમ અર્થ કરતા કે પહેલી લીટીમાં લખેલે વખતે છિદ્ર થશે અને કોઇ ચતુરને દ્રવ્ય પ્રાપ્તિ થશે. પણ તે બાબત વધારે વિચાર કોઈ કરતું નહિ.

કોઈ લોભી વણીકે તે લેખ વાંચી વિચાર કર્યો કે આ લેખ પ્રમાણે છિદ્ર થશે, અને હું ચતુર છું માટે મને દ્રવ્ય પ્રાપ્ત થશે. એમ ધારી લેખમાં દર્શાવેલે વખતે એકલો તે શિવાલય તરફ જઇ ઉપર બેઠો. અને તે વખત પાસે આવતો ગયો તેમ તેમ તેના મનમાં હજારો તર્ક થતા ગયા. દ્રવ્ય મળી ચુકયું, પોતે દ્રવ્યવાન થયો, અને તે દ્રવ્ય બીજાને ધીરી અગર વેપારમાં રોકી, પુષ્કળ વધારો કરીશ, વગેરે મનોરાજ્ય કરી રહ્યો છે. વખત થયો હમણા છિદ્ર પડશે, હમણા છિદ્ર થશે એમ આશામાંને આશામાં વખત વહી ગયો. પણ કાંઈ છિદ્ર પડયું નહિ સાયંકાળ પણ થઇ ગયો. છેવટ અતિ નિરાશ થઈ ગયો, અને પોતાનું સર્વસ્વ ગયુ હોય તેવા ખીન્ન અંતઃકરણથી ઘેર આવી ખાધા પીધા વિના સુતો. બીજે દીવસે પોતાના એક મિત્રને બનેલી વાર્તા અથ ઇતિ કહી સંભળાવી. બન્ને મિત્રો શિવાલયમાં ભોજન કર્યા બાદ ગયા. મિત્રે લેખ વાંચ્યો અને પોતાના મનમા અર્થ કર્યો કે લેખમાં બતાવેલે વખતે છિદ્ર આપો આપ થવાનું હોતતો થયું જ હોત પણ તે વખતે છિદ્ર કરવું જોઇએ, એમ ધારી તે પણ લોભી હોવાથી પોતાના મિત્રને કહ્યું કે ભાઈ આતો અમસ્તુંજ હેતું વગરનું લખાણ લાગે છે. એમ કંઈ છિદ્ર પડે નહિ અને દ્રવ્ય મળે નહિ. એમ રસ્તામાં જતાં દ્રવ્ય કોઇને મળે નહિ. એમ કહી તે બને જણ ઘેર આવ્યા. પેલો મિત્ર તો ચૈત્ર માસ કયારે આવે અને કયારે દ્રવ્યવાન થાઉં, એવી અહો રાત્રી વૃત્તિના પ્રવાહ ચલાવ્યા કરતો હતો. લેખીત દીવસે તે પણ પ્રથમના વણીક પ્રમાણે શિવાલયમાં ગયો. પોતાની સાથે હથીઆર લેઇ ગયો, અને

પણ નિરાશ થઇ ઘેર ગયો. તેણે પોતાના શેઠને બનેલી

હકીકત કહી. શેઠ ઘણો વિચીક્ષણ અને બત્રીસ લક્ષણો પુરૂષ હતો. તે ધર્માત્મા અને સત્યવાદી અને જીતેંદ્રીય હતો. તેણે પોતાના મન સાથે વિચાર કર્યો કે લેખમાં લખેલે દીવસે આપો આપ છિદ્ર પડે તેવો લેખનો અર્થ યોગ્ય નથી. તેણે વિચાર્યું કે આ લેખમાં કાંઇ રહસ્ય રહેલુ છે. લેખ કરનાર પણ ચતુર પુરૂષ હોવાથી એ લેખનું ખૂબ મનન કર્યું. તેને લક્ષ્યાર્થનું ભાન થવા લાગ્યું. પોતે મધ્યાન્હ વિત્યા બાદ શિવાલયમા જઇ લેખ જાતે વાંચી આસપાસ ધ્યાન પૂર્વક નિહાળી જોયું તો તેને લેખના આંતર અર્થની સિદ્ધિ થઈ. લેખમાં લખેલે વખતે પોતે પોતાના બે ત્રણ માણસો અને ખોદવ'નાં હથિઆર લઇ શિવાલયે ગયો. અને નિર્દિષ્ટ કરેલે વખતે શિખરના છાયા તરફ જોયું અને શિખરના ઈંડાનો છાયો પડેલો હતો તેના મધ્ય ભાગમાં એક ગજ વ્યાસનો અને છ ગજ ઉંડો ખાડો ખોદયો, •કે પાવડાની સાથે ધાતુપાત્ર અથડાવાથી અવાજ થયો. તે સાભળી જરા વિશેષ ખોદતાં એક મોટું ધાતુપાત્ર સુવર્ણ સીક્કા, દાગીના, અને જવાહીર ભરેલું હાથ લાગ્યુ. તે લેઇ શેઠ ઘેર આવ્યા, અને પ્રથમના વણીકને પણ તેમાંથી થોડું આપ્યુ, અને પોતાના ગુમાસ્તાને પણ કેટલુંક દ્રવ્ય આપી સંતોષ્યો આ પ્રમાણે તે ચતુર વણીક શેઠને લક્ષ્યાર્થનુ ભાન થવાથી પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિ થઇ અને અન્ય વટેમાર્ગુઓ જેઓએ લેખ વાંચવાની કે વાંચી અથ કરવાની કાંઇપણ દરકાર કરેલી નહિ તેમને કાંઇપણ લાભ થયો નહિ. આખ્યાયીકા આપણને એક એવો પાઠ શીખવે છે કે કોઇ પણ લેખનો યથાર્થ લક્ષ્યાર્થ કરવાથીજ તેનો લાભ મળે છે. કેવળ વાચ્યાથ કરનારથી સિદ્ધિ પ્રાપ્ત થઇ શકતી નથી.

# આ મહામંત્રના લક્ષ્યાર્થનું અવલોકન.

વૈષ્ણવો ! હવે આપણે વિચારવું જોઇએ કે આં મહામંત્રનો લક્ષ્યાર્થ શો છે. અને તદનુસાર વર્તન અગર તે લક્ષ્યાર્થ સમજી આપણે જેઓ વ્યવહાર દશામાં છીએ તેમણે તેનો ઉપયોગ કેવો કરવો જોઇએ.

આ મહામંત્ર શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને ગીતાજીના પ્રથમ ૧૭ અધ્યાયમાં બતાવેલા જ્ઞાન અને ઉપદેશ યુક્તિ પ્રયુક્તિથી આપ્યા બાદ છેવટે જ્યારે શ્રી કૃષ્ણ યોગેશ્વરને એમ જણાયું કે આટલાથી અર્જુનની સર્વ શંકા નિવારણ થઇ ગઇ નથી ત્યારે આજ મંત્રમાં બતાવેલો ઉપદેશ કર્યો હતો. અને તેના પરિણામે અર્જુનની સર્વ શંકાઓ નિવારણ થઈ હતી.

**सर्वं धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**

**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ः ॥**

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે શ્રી કૃષ્ણ પરમાત્માએ જે ઉપદેશ અર્જુનને આપ્યો અને જેના યોગે અર્જુનની સર્વ શંકા નિવૃત થઈ ગઇ અને તેણે યુદ્ધ કરી વિજય મેળવ્યો તે ઉપદેશ રૂપી મંત્ર અર્જુને યંત્રવત્ મનમાં બોલ્યા કરવો એવા હેતુથી કરેલો નહિ. પણ તે મનમાં દ્રઢ રીતે સ્થાપી તદનુકુલ વર્તન કરવું. પ્રભુ શરણનો શાક્ષાતકાર કરી પ્રેમ યુધ કરવું એવા હેતુથી ઉપદેશ કરેલો.

પાતંજલ યોગ દર્શનના સાધન પાદના સુત્ર ૪૫ માં કહ્યું છે કેઃ-

**समाधिसिध्धिरीश्वरप्रणिधानात् ॥**

ઇશ્વિર શરણથી સમાધિ સિદ્ધ થાય છે.

## મંત્ર એટલે શું ? મંત્રનો ઉપયોગ શી રીતે કરવો ?



ત્યારે હવે આપની ખાત્રી થશે કે આ મહામંત્ર, ભુતના મંત્ર-યક્ષના મંત્ર-વીંછીના મંત્ર-વીગેરે મત્રો જેવો તામસ મંત્ર નથી. પણ હમેશ મનન કરી તદનુકુળ વર્તન કરવા યોગ્ય સાત્વિક ઉપદેશ છે. કોઇ પણ અનુભવી મનુષ્ય પોતાના સંબંધીને પોતાના અનુભવના ફળ રૂપ ગુપ્ત ઉપદેશ આપે તેનું નામ મંત્ર.

ધારો કે તમારો પુત્ર એક પ્રદેશમાં વેપાર અર્થે જવાનો છે. અને તે સ્થળે લોકો દગલબાજ અને વિશ્વાસ ધાતી રહે છે. ત્યારે તમે તમારા પુત્રને એક એવો મંત્ર આપો કે, "હે પુત્ર, જે સ્થળે તું જાય ત્યાં કોઇ પણ મનુષ્યનો સંપૂર્ણ ભરોસો રાખી તેના ભરોસે કાંઇ પણ કામ કરવું નહિ. અને રાત્રે પણ દ્રવ્ય સંરક્ષણાર્થે યોગ્ય બંદોબસ્ત કર્યા છતાં પણ વખતો વખત જાગૃતિ રાખવી "

પીતાનો આ ઉપદેશ—અનુભવ પૂર્વક શીખામણ—પુત્ર મંત્ર રૂપ ગણી પોતાના હૃદયમાં અહોનિશ રાખી તદ્ અનુસાર તે સ્થળમાં સાવધાનતા રાખે તો તે સ્થળમાં સહી સલામત રહી પોતાનુ

કાર્ય સિદ્ધ કરી પાછો આવે. પણ જો પીતાએ જે મંત્ર આપ્યો તે શુકવત્ માત્ર મોઢેથી બોલ્યાં કરે અને મંત્રનો લક્ષ્યાર્થ જે સાવધ રહેવાની સલાહ તેને હૃદયમાં રાખી તદનુકુળ વર્તન ન રાખે તો તેને તે ઉપદેશનો લાભ બીલકુલ મળવાનો નહિ. આવી સલાહ યાને આવા ઉપદેશને મંત્ર કહેવાનું કારણ આટલુંજ કે ટુંક શબ્દોમાં ઉપદેશ સમાયેલો છે. અને તે ઉપદેશ હમેશાં હૃદયમાં ધારણ કરી તેનું મનન કરવાનું કે જેથી તે ઉપદેશ શરીરના પ્રત્યેક અણુંમાં વ્યાપ્ત થઇ જઈ દ્રઢ થાય અને પછી જે પ્રમાણે હાર્મોનિયમ વગાડનારની આંગળીઓ કાંઇ પણ મગજની પ્રત્યક્ષ પ્રેરણા સિવાય યથાક્રમે હારમોનિયમના સુરપર ફરે છે, તેજ પ્રમાણે આખા દેહનું વર્તન મંત્રમાં સમાયેલો ઉપદેશ પ્રત્યેક અણુંમાં દ્રઢ થવાથી, યાને મન, મંત્રના ઉપદેશની સાથે તાદાત્મ્ય પામવાથી આપણું વર્તન યંત્રવત્ તદનુકુળ થઈ જાય છે. હવે આપણે મંત્ર શબ્દનો અર્થ અને તેનો યથાર્થ ઉપયોગ કેમ કરવો તે જાણ્યું. પણ ઉપર કહેલા અષ્ટાક્ષર મંત્રમાં શો ઉપદેશ સમાયેલો છે તે જાણવું જોઇએ. આપણે જોઇ ગયા કે શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**

**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

(શ્લોક ૬૬ અ. ૧૮) એજ છેવટનો ઉપદેશ કરેલો તે તે જેમાં રહેલો છે એવો આ અષ્ટાચર મંત્ર છે.



## મહા મંત્રમાંના કૃષ્ણશબ્દના અર્થનું નિરૂપણ

ત્યારે આ મહામંત્રમાં **કૃષ્ણ** શબ્દ કેવા અર્થમાં વાપરેલો છે તે સમજવું જોઇએ. જે અર્થમાં ઉપરના શ્લોકમાં **મામ** શબ્દ વાપરેલો છે તેજ અર્થમાં આ મહામંત્રમાં **કૃષ્ણ** શબ્દ વાપરેલો છે.

શ્રી ગીતાજીમાં અધ્યાય ૭-૮-૯-૧૦-૧૧ વાંચવાથ આપણને સ્પષ્ટ માલમ પડયા વિના રહેશે નહિ કે શ્રી કૃષ્ણ ચંદ્રે **મામ** શબ્દ ગીતાજીમાં પરબ્રહ્મ, પરમાત્મા, પુરૂષોત્તમ એવા અને એવાજ અ-ર્થમાં વાપરેલો છે.

## જગત સત્ય છે—આખું બ્રહ્માંડ પરમાત્મા મય છે- અને જીવ માત્ર પ્રભુનાજ અંશ છે:

**अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।**
**अ मादेश्च मध्यं च भूतानामन्त एव च ॥**

श्लोक २० अ. १०

આ શ્લોકથી માંડી શ્લોક ૪૨ સુધીમાં શ્રી કૃષ્ણ પ્રભુ આ આખા બ્રહ્માંડમાં પોતે વ્યાપ્ત છે. અને સર્વ બ્રહ્માંડ પોતામાંથી ઉત્પન્ન થયુ છે, પોતાથી ધારણ થાય છે અને પોતામાંજ લય થાય છે. એમ સ્પષ્ટ રીતે બતાવી દીધું છે.

અધ્યાય ૧૧ માં શ્રી કૃષ્ણ પરમાત્મા પોતાના વિરાટ સ્વરૂપનું દર્શન અર્જુનને બતાવે છે. અર્જુનેને દીવ્ય દ્રષ્ટી પ્રાપ્ત થઇ છે તેથી તે સ્વરૂપ જુએ છે તો આખું બ્રહ્માંડ તે સ્વરૂપમાં સમાયેલુ જુએ છે.

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।**

**भूतभर्तु च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥अ. १३**

આ સિવાય બીજા શ્લોકોથી તેમજ અધ્યાય ૭ થી પણ નિર્વિવાદ રીતે સિદ્ધ થઇ જાય છે કે શ્રી કૃષ્ણ શબ્દથી પરમાત્મા–શ્રી પુરૂષોત્તમ-સર્વ વ્યાપક જગત્ જેના માત્ર સત્ અંશના આવિર્ભાવ રૂપ છે અને સર્વ જીવ જેના સદ્‌મન વિત્ અશોના આવિર્ભાવ છે એવા બ્રહ્મ એ અર્થમાં વાપરેલો છે અને આપણે તેજ અર્થ સમજવાનો છે. ત્યારે હવે બીજો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે આવા સમષ્ટી ચૈતન્ય રૂપ પ્રભુને શરણ જવું એટલે શું ? કેવા પ્રકારનું શરણ શ્રીકૃષ્ણ ચદ્રે અર્જુનને ઉપદેશ્યું હતું તે વિચારીએ.



# ઉપર બતાવ્યા પ્રમાણે પરમાત્મા પરબ્રહ્મરૂપ શ્રી કૃષ્ણનું શરણ કેવા પ્રકારનું હોવું જોઇએ.



શ્રી ગીતાજીના વાંચકને માલુમ પડશે કે પાંડવ કૌરવ વચ્ચે કુરૂક્ષેત્રમાં યુદ્ધની તૈયારીઓ થઇ ગઇ હતી. બંને પક્ષ તરફથી યુદ્ધની સમગ્ર સામગ્રીઓ તૈયાર હતી. પોતાના સગા સંબંધીઓ યુદ્ધ કાર્ય માટે બોલાવેલા તે પણ યુદ્ધ માટે તૈયાર થઇ રણક્ષેત્રમાં યથા ક્રમે ઉભા રહ્યા હતા. તે વખતે શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનનો રથ ક્ષેત્રમાં લાવી ઉભો રાખ્યો. અર્જુને આખા ક્ષેત્ર તરફ દૃષ્ટિ ફેરવી અને એકાએક તેના મનમાં નિર્વેદ થઇ આવ્યો. સામા પક્ષમાં જોયું તો **भीष्मपितामह-अश्वत्थामा** વગેરે વડીલ અને પુજવા લાયક વડીલો યુદ્ધ કરવા સજ્જ થઇ ઉભેલા જોઇ અર્જુનને ગ્લાની થઇ આવી. અરે ! એક રાજ્યના સુખ માટે આટલા બધા સગા સ્નેહીઓને મૃત્યુના મુખમાં લાવી મુકવા તે કેવું નિર્દય કામ છે. એવો વિચાર થઇ વિરાગ થઇ આવ્યો અને તેથી તેના હાથમાથી ધનુષ્ય પડી ગયુ. અને રથમાં પોતે બેસી ગયો એ જોઇ શ્રીકૃષ્ણ પરમાત્માએ કંઇ તેને ઠપકો દેતા હોય તેમ તેને પ્રથમ જ્ઞાનનો ઉપદેશ કર્યો, કર્મ માર્ગ અને ભક્તિ માગનો પણ ઉપદેશ કર્યો. અર્જુનનો વિષાદ સપૂર્ણ રીતે નિવૃત્ત થઈ ગયો નહિ. શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના વિરાટ સ્વરૂપનું દર્શન કરાવ્યું. તેમાં સમગ્ર યોદ્ધાઓને મૃત્યુમાં પ્રવેશ કરતા અને કાળ ચક્રમાં નષ્ટ પામતા જોયા. તેથી તેના મનનો

અહંકાર ઓછો થયો. હું પોતે મારીશ તેથી મને પાપ લાગશે, એમ જે અર્જુનને અહંત્વ બુદ્ધિથી તર્ક થયા કરતો હતો તે કેટલેક અંશે બંધ થયો અને ત્યાર બાદ કેટલોક ઉપદેશ થયા બાદ શ્રીકૃષ્ણે પોતાને શરણુ આવવાનો સરળ માર્ગ બતાવી દીધો અને તેથી અર્જુનને યથાર્થજ્ઞાન થઇ ગયું. અને તેણે શ્રીકૃષ્ણુશરણુ સરળ રીતે સ્વીકાર્યું અને કહ્યું કે હવે મારી સર્વ શંકાઓ નષ્ટ ગઇ છે. અને તેથી હવે આપ જેમ કહેશો તેમ કરવા તૈયાર છું

શ્રીકૃષ્ણે યુદ્ધ કરવા આજ્ઞા કરી તે યુદ્ધ અહંત્વ બુદ્ધિ કાઢી નાખી યોગ્ય રીતે ક્ષત્રીને છાજે તે રીતે કર્યું અને પોતે અંતે વિજયી નીવડયો.

આ ઉપરથી હવે તમારી ખાત્રી થયા વગર રહેશે નહિ કે શ્રી પરમાત્મા **कृष्ण चंद्र स्वमुखे** જે શરણુનો ઉપદેશ કર્યો છે તે શરણુ એવું નથી કે માત્ર મોઢેથી, " હું શ્રીકૃષ્ણુને શરણુ ગયો છું " એમ બોલી હાથ પગ જોડી બેસી રહેવું, અને કાંઇપણુ કાર્ય ન કરવું. જો તેવા અર્થમાં **कृष्ण शरण** પ્રભુએ ઉપદેશ્યું હોત તો અર્જુનને યુદ્ધ કરવા પ્રેરતજ નહિ, અને અર્જુન યુદ્ધ પણુ કરત નહિ. અર્જુનને વિરાગ થઇ ગયો હતો અને તેને રાજ્યની પણુ સ્પૃહા નહોતી. છતાં તેને યુદ્ધ કરવા પ્રેરણા કરી તેની પાસે યુદ્ધ કરાવ્યું તે ખુબ યાદ રાખવા લાયક છે. **शरण मंत्र** નો ખરો અર્થ આ ઉપરથી સારી રીતે સમજાશે. હાથ પગ જોડી બેશી રહેવું અને કાંઇપણુ કર્તવ્ય ન કરવું અને પ્રભુ બધુ પુરૂ પાડશે એમ માનવું—(અરે અં-

ત.કરણ પૂર્વક આવા મનુષ્યને આવી માન્યતા પણ થવાની નહિ; પણ તે પોતે તેવી માન્યતા ધરાવે છે એવું ઠગાઇને માને છે' ) આનું નામ ખરૂ શરણ નહિ. તેવુ શરણ તો દરેક આળસુ અને એદી માણસ કરે છે. એમ તે માને છે. શ્રી ગીતાજીમાં ઉપદેશેલુ **કૃષ્ણ શરણ** તો સમષ્ટી ઇચ્છાની પ્રેરણાથી તેના એક અશ તરીકે આપણે સમષ્ટી ભૂતના હીતાર્થે પ્રાપ્ત કર્તવ્ય કરવું અને તેમા મમત્વ બુદ્ધિ કાઢી નાખવી તેજ છે.

જે પ્રમાણે દરેક સૈનિક યુદ્ધ સમયે પોતાના સરદારની આજ્ઞાનુસાર ચાલે છે. તેના સાધારણ નીયમોને અધીન રહી પોતાની શક્તિ બુદ્ધિ પ્રમાણે યુદ્ધમાં ભાગ લે છે, તેજ પ્રમાણે આ સંસાર રૂપ યુદ્ધમાં દરેક બ્રહ્મના અંશ રૂપ જીવે બ્રહ્મની ઇચ્છાનુસાર સમષ્ટી ભૂતના હિતાર્થે સ્વભાવથી અને યથાશક્તિ અને બુદ્ધિથી પ્રાપ્ત કર્તવ્ય રૂપ યુદ્ધ કરવુ, એટલે પ્રાપ્તધર્મ કરવો તેનુ નામજ કૃષ્ણ શરણ છે



# શ્રી કૃષ્ણશરણાભિલાષી જીવોનું વર્તન કેવું હોવું જોઈએ



જુઓ પરમાત્મા પોતેજ અર્જુનને ગીતાજીમાં શું કહે છે:

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥
४७ ॥ अ० २

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्यच ।
मय्यर्पितमनोबुद्धिर्मामैवैष्यस्यसंशयम् ॥
७ ॥ अ० ८

હે અર્જુન ! તારે તો માત્ર કર્મ કરવાનો અધિકાર છે. ફળની ઇચ્છા કરવાનો અધિકાર નથી. માટે ફળની ઇચ્છા રાખ્યા વગર કર્મ કર્યે જા. અકર્મ એટલે કર્મ કર્યા સિવાય બેશી રહેવાનું તારે નથી. સર્વ કાળે મારૂં ધ્યાન ધરતો અને મારી ઇચ્છાથી સર્વ વ્યવહાર કરે છે એવી દૃઢ માન્યતા રાખી બુદ્ધિ અને મન મને અર્પણ કરી, એટલે હે પ્રભુ, તું જેવી બુદ્ધિ આપે છે તેવું કર્મ કરૂં છું એમ અહોનિશ માની તું યુદ્ધ કર. આ સંસારમાં પ્રાપ્ત કર્તવ્ય કર્યા કર.

ત્યારે હવે એતો સિદ્ધ થયું કે સમષ્ટિ ચૈતન્ય તત્વ પરમાત્માની ઇચ્છાને પોતાની ઇચ્છા અધીન કરી તદ્ ઇચ્છાનુકુળ કર્તવ્ય કરવું તેનું નામ ખરૂં **કૃષ્ણ શરણ** છે.



## કર્તવ્યાકર્તવ્યની શંકાનું સમાધાનઃ



ત્યારે હવે પછી એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે. તમો એમ પૂછશો કે સૈનિકને તો તેના સરદારની ઇચ્છા અગર હુકમ સ્પષ્ટ રીતે માલુમ પડે છે. તે પ્રમાણે આપણને પ્રભુની ઇચ્છા કેવી રીતે માલુમ પડવાની? આપણે શી રીતે જાણીએ કે અમુક કૃત્ય આપણે કરીએ છીએ તે ઇશ્વર ઇચ્છાનુસાર છે ? કે તેથી વિરૂદ્ધ છે ? જેઓ દુષ્ટ કર્મ કરે છે–ચોર ચોરી કરે છે, લંપટ વ્યભિચાર કરે છે, કૃતઘ્ની કૃતઘ્નીપણુ કરે છે, ઠગ ઠગે છે–તેઓ પોતાના મનને ઠગીને એમ માને—કહે—કે ભાઇ હમે તો ઇશ્વરની ઇચ્છાને અધીન વર્તા તે જેવી બુદ્ધિ આપે છે તેમ વર્તીએ છીએ, તેમા અમને દોષ નથી. આવી દલીલથી **કૃષ્ણ** શરણ શબ્દનો વિપરીત અર્થ અને વિપરીત ઉપયોગ કરે તો તે વિપરીતપણું નકી કરવાનુ ધોરણ શુ ?

આ શંકા યથાર્થ છે. અને તે નિવારવી જોઇએ. વૈષ્ણવો ' જે મહાત્મા પુરૂષોને સાક્ષાત્કાર થયેલા છે તેમણે પોતાને પ્રભુની ઇચ્છાનું પ્રત્યક્ષ જ્ઞાન થયેલું હોવાથી સમાધિ અવસ્થામાંથી નિવૃત

થતાં વ્યવહાર દશામાં આવે સમાધિ અવસ્થાના વખતના અનુભવથી પ્રભુની ઇચ્છા પ્રમાણે તેની આજ્ઞાનુસાર વ્યવહાર કેવી રીતે કરવો તે બાબતના નિયમો અલ્પજ્ઞ જીવોના હિતાર્થ બતાવેલા છે. આવા નિયમો દરેક દેશ અને જીવના અધિકાર પરત્વે જુદા જુદા હોય તે સ્વાભાવિક છે. દરેક દેશની અને જુદી જુદી માનસિક અને શારીરિક સ્થિતિપ્રાપ્તીવાળી વ્યકિતને અનુકુળ થઇ પડે એવો વ્યવહારનો ચોકસ વિગતવાર સામાન્ય નિયમ બતાવી શકાય તેમ નથી તેથી જુદા જુદા ગુરૂઓએ દેશકાળની સ્થિતિને અનુકુળ વ્યવહાર કરવા અર્થે નિયમો ઘડેલા હોય છે. કેટલાક દેખીતી રીતે એક બીજાથી વિરૂદ્ધ જેવા ભાસતા હોય છે. કેટલાકને એવી માન્યતા થયેલી કે આપણે જે ધર્મ માનીએ છીએ અને પાળીએ છીએ તેજ ખરો છે. અને તેજ બીજા પાસે પળાવવો જોઇએ અને તેમાંજ બીજાનું શ્રેય છે અને તેથી તેવાને જોર જુલમ કરીને પણ આપણો ધર્મ ગ્રહણ કરાવવો એ આપણા ધર્મશાસ્ત્રનું ફરમાન છે આવી માન્યતા અંતઃકરણ પૂર્વકની હોવાથી તે પ્રમાણે વર્તન કરી એવી ક્રુરતા કર્યાના દાખલા ધર્મના પ્રાચીન ઇતિહાસમા વાંચવામાં અગર સાભળવામાં આવે છે, કે જેથી આપણને કંપારી છુટયા વિના રહે નહિ અને આપણે બોલી જઇએ કે આવો તે ધર્મ હોય? પણ તેવો ધર્મ અંત કરણથી ખરો મનાતો અને તે પ્રમાણે વર્તન થવાથી હજારો નિર્દોષ મનુષ્યની પાયમાલી થયાનાં દષ્ટાંતો આખી પૃથ્વી ઉપર વખતો વખત બનેલાં તે ઇતિહાસ વાંચનારથી અજાણ્યાં નથી. એટલે તે પરથી પણ પશ્ન ઉત્પન્ન થયા વિના રહે નહિ કે આવી રીતે વિરૂદ્ધ ભાસતા નિયમો સઘળા ઇશ્વર ઇચ્છાનુસાર હોય એમ તે કેમ કહેવાય? ત્યારે કંઇપણ સાધારણ ધોરણ તો હોવું જોઇએ

કે જે ધોરણના આધારે અમુક ધર્મ કે અમુક ધર્મનો નિયમ ઇશ્વર ઇચ્છાનુસાર છે કે કેમ તે તકરાર પડે અગર સંશય પડે નક્કી કરી શકાય.

આ નિયમ યાને કસોટી શ્રી ગીતાજીમાં ઘણી અલૌકિક રીતે તેમ સરળ રીતે બતાવી દીધી છે—:

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**

**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥अ.६**

**सर्वभूत स्थितं यो मां भजत्येकत्वमास्थितः ।**

**सर्वथा वर्तमानोऽपि स योगी• मयि वर्तते ॥ ३१ ॥ अ. ६**

આ સર્વ જગત પરમાત્માનું વિરાટ સ્વરૂપ છે. સર્વ જીવો તેજ પ્રભુના અંશો છે. સર્વ ભૂતમાં સર્વ વ્યષ્ટિમાં પ્રભુ બિરાજમાન છે. અરે, **एकोऽहं बहुस्याम्** ॥ એ ઉપનિષદ સુત્ર પ્રમાણે બ્રહ્મ પોતેજ અનેક રૂપે થયા છે. આ પ્રમાણે છે તેથી સર્વ જગતનો પ્રવાહ પરમાત્મા શ્રી કૃષ્ણને અધીન રહી ચાલ્યા કરે છે. બ્રહ્મથી ઉત્પન્ન થયેલા જગતનો પ્રવાહ તેનીજ ઇચ્છાનુસાર તેનામાંજ રહેલા સ્વાભાવિક નિયમથી ચાલે એ સ્વાભાવિક છે.

તમે ઉપર આકાશ, નીચે પૃથ્વી અને આસપાસની દિશાઓ તરફ નજર કરી નિહાળી જોશો, અને તમે જે જુઓ તે ઉપર વિચાર કરી જોશો, તો જગતનો પ્રત્યેક દેખાતો જડ ભાગ યથાક્રમે

પોતાનું કાર્ય પ્રભુની ઇચ્છાનુસાર બજાવ્યાં કરે છે. જડ જગત્ સંપૂર્ણ રીતે પ્રભુના નિયમાનુસાર વર્તન કર્યા કરે છે. તેજ પ્રમાણે મનુષ્ય સિવાય સર્વ પ્રકારનાં પ્રાણીઓ પણ પ્રભુની ઇચ્છાનુસાર વર્તી આ જગતમા વિચરે છે. આ સર્વ પ્રાણીમાં તેમનામાં રહેલી પ્રેરણા-બુદ્ધિ જે ઇશ્વરની ઇચ્છાના પરિણામ રૂપ છે, તેને અધીન વર્તી ઇશ્વિર ઇચ્છાનુસાર વર્તન ચલાવ્યા કરે છે. પરતુ મનુષ્ય પ્રાણીમાં તેમ થતું નથી. મનુષ્યને બુદ્ધિ સ્વાતંત્ર્ય મળેલું છે. કલ્પનાશકિત વગેરે કેટલાક આવિર્ભાવ મનુષ્યના અંતઃકરણમાં થયેલા છે. તેવા અન્ય કોઇપણ પ્રાણીઓમા જોવામાં આવતા નથી. આના પરિણામે મનુષ્ય પ્રાણી ઇશ્વિર ઇચ્છાનુસાર વર્તન ન કરતાં તેથી વિરૂદ્ધ પણે વર્તન કરતા જણાય છે. મનુષ્યમાં પ્રેરણાબુધ્ધિ ઘણે અશે બુદ્ધિ સ્વતંત્રતાના આવિર્ભાવ સાથે નષ્ટ થયેલી છે. તેથી પોતાના અંતઃકરણની વૃત્તિઓથી પ્રેરાઇ તે જગતના સ્વાભાવિક નિયમને ઈશ્વિરની ઇચ્છા દર્શક નિયમો છે એમ સમજી તદ્ અનુસાર વર્તન ન કરતાં ઘણી વખતે તેથી વિપરીત વર્તન કરતા જણાય છે. મનુષ્ય સિવાય અન્ય પ્રાણીમાં પ્રેરણાબુદ્ધિરૂપ શકિત હોવાથી પોતાના શરીરને અનુકુળ આહાર વિહાર કરી સુખથી વર્તે છે. માત્ર મનુષ્યો પોતાના સ્વાર્થ ખાતર તેમને કુદરતી જીંદગી ભોગવતાં અટકાવી તેમને કૃત્રિમ જીંદગીમાં ફસાવે છે. ત્યારે તેમની પ્રેરણાબુધ્ધિ કલુષિત થઇ તેમને કયો ખોરાક અનુકુળ છે, કયું વર્તન અનુકુળ છે. તે ભુલી જઈ પ્રતિકુળ ખોરાક અને વર્તન કરી દુઃખી થાય છે. તેવા પ્રસંગો સિવાય સામાન્ય રીતે કુદરતી જીંદગી ભોગવતાં પ્રાણીઓ પ્રેરણાબુદ્ધિને યોગે અનુકુળ વર્તન ચલાવી સુખી થાય છે.

સુધરેલા દેશોના મનુષ્યોમાં પ્રેરણા:બુદ્ધિનો ઘણે અંશે અભાવ હોવાથી શરીર અને મન બન્ને પ્રતિકુળ આહાર વિહાર કરે છે અને તેથી દુ:ખી થાય છે. ત્યારે જનાવરમાં જે વર્તન પ્રેરણા બુદ્ધિને યોગે થાય છે તે વર્તન કરવા માટે મનુષ્યને જ્ઞાનની જરૂર છે. અને તેવું જ્ઞાન ગુરૂદ્વારા અને શાસ્ત્રદ્વારા અને અનુભવદ્વારા તેમને મળે છે, અને તે જ્ઞાનાનુસાર બરોબર વર્તન કરી આહાર વિહાર કરે તો સુખી થાય છે. પણ મનુષ્યનો વ્યવહાર અન્ય પ્રાણીઓની પેઠે વ્યકિત પરત્વેજ નથી. તે મનુષ્યના સમુહમા રહે છે અને તેથી સમુહમાં રહેવા સંબંધી નિયમો વ્યકિત પરત્વેના નિયમો કરતા કંઇક જુદા હોય એ સ્વાભાવિક છે અને તે નિયમો સર્વ મહાન પુરૂષોએ દેશ અને કાળને ધ્યાનમાં લઇને શાસ્ત્રોમા બતાવ્યા છે. તે સર્વ નિયમો ઉપર કહેલા અષ્ટાક્ષરમંત્રમા રહેલા ઉપદેશમા બીજ રૂપે રહેલા છે. અને તેથીજ એક વ્યાપ્તિ નિયમ તરીકે શ્રી કૃષ્ણ પરમાત્માએ બતાવ્યું કે સર્વ જગત્ હું છુ, મારામાથીજ ઉત્પન્ન થયુ છે, મારાથીજ ધારણ થાય છે અને અંતે મારામાજ લય પામે છે અને સર્વ પ્રાણીઓ મારા અંશજ છે એવું સત્વજ્ઞાન દરેકને થયે તે મનુષ્ય આ લોકમાં સુખ પામી અંતે મને પ્રાપ્ત થાય છે. મારૂં શરણુ તેને સિદ્ધ થાય છે

વૈષ્ણુવો ! હવે આપને સમુહમા વર્તન કરવાનો નિયમ સમજાઇ ગયો હશે. જ્યારે સમુહમાં રહેલા સર્વ મનુષ્યો અને તે સિવાય જગતમાં વિચરતાં સર્વ પ્રાણીઓ ઇશ્વરના અંશભૂત છે ત્યારે દરેક અંશરૂપ જીવનું વર્તન અગર વ્યવહાર એવો હોવો જોઇએ કે તેથી બીજા પ્રભુના અંશને ઇજા થાય નહિ અને જગતનો પ્રવાહ

ઉન્નતિ તરફ વળ્યો રહે. આખું બ્રહ્માંડ બ્રહ્મરૂપ હોવાથી તેના પ્રત્યેક અંશો યથાક્રમે પ્રાપ્તકર્તવ્ય કરે અને તે એવી રીતે કે તેમ કરતાં બીજા અંશને જરાપણ હાનિ ન થતાં લાભ થયા જાય એવી પ્રભુની આજ્ઞા અને એવીજ તેની ઇચ્છા હોય એ વિષે કોઇને પણ શક થાય તેમ નથી.



## પિંડે તે બ્રહ્માંડે એ ન્યાયથી પિંડમાં દૃષ્ટીગોચર થતા નિયમથી બ્રહ્માંડના નિયમોની સિદ્ધિ

મહાશયો! "પિંડે તે બ્રહ્માંડે" આ નિયમાનુસાર પણ જો તમે બ્રહ્માંડના નિયમ (પ્રભુની ઇચ્છા) પિંડરૂપ આપણા દેહમા દૃશ્યમાન થતા નિયમ યાને પ્રભુઇચ્છાના જ્ઞાનથી અનુમાન પ્રમાણથી નક્કી કરવા માગતા હો તો તે પણ ઘણી સ્પષ્ટ રીતે થઇ શકે તેમ છે.

જુઓ આપણા શરીરના ધર્મોનો વિચાર કરો. મનુષ્ય શરીર એક બ રીકમાં બારીક પરમાણુના સમુહમાથી યથાક્રમે વૃદ્ધિ પામી પૂર્ણ યુવાવસ્થાના શરીર જેટલુ વધી શકે છે તે શરીર પાચ કર્મેંદ્રિય, પાચ જ્ઞાનેદ્રિય અને અંતઃકરણ અને પંચ મહાભૂતોના પરમાણુના સમુહનું બનેલું જોવામા આવે છે. આખા શરીરમાં કોટયાનકોટી જીવિત પરમાણુઓ રહેલા છે. આ દરેક પરમાણુ યાને (સેલ)-પોતાનું વ્યક્તિપણું કાયમ રહે અને સમષ્ટિ પરમાણુ રૂપ શરીરનો

પ્રવાહ યથાક્રમ ચાલ્યા કરે તેવી રીતે વર્તન કરે છે. શરીરમાં રહેલા મુખ્ય અવયવો જેવા કે ફેફસાં, હૃદય, મુત્રપિંડ, મુત્રાશય, અન્નાશય, મળાશય, યકૃત, પ્લીહા, ત્વચા, નાશિકા, જીહ્વા, ચક્ષુ, કર્ણ અને અંતઃકરણ પોતપોતાના સ્વાભાવિક કર્મ યથાક્રમે કર્યા કરે અને પગ અને હાથ વગેરે અવયવો વ્યાયામ વગેરે કર્યા કરે તો આખુ શરીર તન્દુરસ્ત રહે છે. અને તેના યોગે મનુષ્યને હું સુખી છુ એવી ભાવના રહ્યા કરે છે. વ્યષ્ટિરૂપ જીવના અધીન શરીરના સર્વ પરમાણું અને અવયવ વર્તે છે. પોતાની વ્યક્તિત્વનો વિચાર કરતાં નથી. પ્રભુના અંશરૂપ શરીરને તેના સર્વ પેટા અંશો શરણ રહી તેની આજ્ઞાનુસાર તેનાથી પ્રેરાઇ પ્રાપ્તધર્મ જ્યાંસુધી બજાવ્યાં જાય છે. ત્યાં સુધી વ્યકિતશરીર આરોગ્ય ભોગવી સુખને ભોગવે છે દરેક વ્યક્તિઅવયવ અને પરમાણું સમષ્ટિરૂપ શરીરને પોતાનું વ્યક્તિત્વ અર્પણ કરી પરમાર્થમા સ્વાર્થ સાધે છે. આખા શરીરની આરોગ્યતામાં તેના દરેક અણુંની આરોગ્યતા સધાય છે. અને દરેક અણુંના નિષ્કામ પ્રાપ્તવ્યવહાર યથાક્રમે કર્યા જવાથી આખા શરીરની આરોગ્યતા સિદ્ધ થાય છે. આ પ્રમાણે સમષ્ટિ રૂપ પિંડ અને વ્યષ્ટિરૂપ તેના અવયવ અને પરમાણુ એકમેક પ્રાપ્તવ્યવહાર સ્વાર્થની દરકાર રાખ્યા વગર કર્યાથી બંને સુખી થાય છે.

હવે શરીરનો કોઇપણ ભાગ યાને અવયવ સ્વાર્થબુધ્ધિ કરે તો શું પરિણામ આવે છે તે જુઓ પેટને એવું અભિમાન થાય કે હું અન્નનુ પાચન કરી સર્વ અવયવોને પુરૂં પાડું છું. મને તો માત્ર તે પોપણનો થોડોજ ભાગ મળે છે. આવી અહંકાર બુદ્ધિ અન્નાશયને થાય અને

તેથી તે એમ વિચારે કે મારા પોષણ જેટલુંજ માત્ર પાચન કરા બાકીનું મારી પાસે રહેવા દઇશ અને તે પ્રમાણે કરવા પ્રયત્ન કરે તો પરિણામ શુ આવવાનુ ? બીજુ કાંઇ નહિ માત્ર તે અભિમાનીનેજ પ્રથમ સજા થવાની ! વગર પાચન થએલું અન્ન અન્નાશયમાં પડી રહેવાનું નહિ પણ વમન થઈ બ્હાર નીકળી જવાનું અને તેથી અન્નાશયને પોષણ મળવાની વાત તો જુદી રહી પણ અન્નાશયને ઉલટું નુકશાન થવાનુ અને તેના પરિણામે અન્ય અવયવોને અને આખા શરીરને નુકશાન થવાનુ. તેજ પ્રમાણે શરીર ના ગમે તે અવયવને તેવું અભિમાન થાય અને પોતાના માટેજ વર્તન કરે તો તેનુ પરિણામ પોતાને તેમજ આખા શરીરને વિપરીત થાય તે સહજ કળી શકાય તેમ છે. શરીરના કોઇ ભાગને હાનિ થતા તેનું પરિણામ આખા શરીરને ભોગવવુ પડે છે. કોઈ ભાગને રોગ થાય તોપણ તેની અસર આખા શરીરને પહોચે છે. તેનું કારણ એટલુંજ કે શરીરના પ્રત્યેક અણુંને આખા શરીર અને અન્ય અણુ વચ્ચે અન્યોન્યાશ્રય છે. એકને હાનિથી બીજાને હાનિ થાય છે. એકને ફાયદાથી બંન્નેને ફાયદો. અને સમષ્ટિ શરીરનો પ્રવાહ જે નિયમથી સુખરૂપ ચાલે તે નિયમને અધીન રહી સમષ્ટિ પ્રતિ પ્રત્યેક વ્યષ્ટિ અવયવ વર્તન કરે તો બન્નેને સુખ લાભ થાય તેથી અન્ય રીતે દુઃખજ થાય.



# સ્વાર્થ બુદ્ધિ રાખવાથી શરણ સિદ્ધ થતું નથી.

---

ત્યારે આ પિંડનો નિયમ બ્રહ્માંડમાં પણ હોવોજ જોઈએ. પ્રાણીમાત્ર પ્રભુના અંશ છે. અને પ્રાણીઓનાં સમુહને અંશોનું એક શરીર (ચૈતન્ય જગત્) માની શકાય. જે પ્રમાણે શરીરના દરેક અવયવ અને અણું શરીરના એક અંશ ગણાય તેજ પ્રમાણે પ્રાણી સમુહરૂપ ચૈતન્ય જગતના પ્રત્યેક પ્રાણી અને પ્રત્યેક મનુષ્ય અંશરૂપ છે. તેમ છે ત્યારે નિયમ પણ એજ હોવો જોઇએ કે પ્રત્યેક અંશે નિયતધર્મવ્યવહાર બજાવવો કે જેથી વ્યક્તિરૂપ અંશ અને સમષ્ટિરૂપ ચૈતન્ય જગત્ (મનુષ્ય જગત્) બંને શારિક અને માનસિક અને આધ્યાત્મિક સુખ ભોગવે. દરેક અંશે પોતાના સ્વભાવ, શક્તિ, અને જ્ઞાન પ્રમાણે પ્રાપ્ત થયેલો વ્યવહાર આખા જગતના હિતાર્થે તેના એક અંશ તરીકે કરવો એટલે ફળ આપો આપ નિયમાનુસાર મળવાનુંજ. **પરમાર્થમાંજ સ્વાર્થ સાધવાની બુદ્ધિ રાખવી.** કેવળ સ્વાર્થ બુદ્ધિ રાખવી અને તેમ કરવાથી પરમાત્માના અન્ય અંશો એટલે આધ્યાત્મિક રીતે કહીએ તો પોતાનાજ અંશોની દરકાર ન કરીએ તો પ્રભુને શરણ જવાનુ તો કયા રહ્યું, પણ પ્રભુની સામે યુદ્ધ કરવા જેવું થાય અને તેનું પરિણામ દુ:ખ સિવાય અન્ય થાય નહિ. તાત્કાનિક સુખ થાય પણ અંતે તો દુ:ખ સિવાય બીજું કંઇ નહિ.

જે પ્રમાણે શરીરના પ્રત્યેક અવયવો અને અણુંઓ પોતાનો પ્રાપ્તવ્યવહાવાર સમષ્ટિ શરીરને આધીન રહી બજાવે તોજ સુખ થાય અને તેમાંના એકનું વિપરીત વર્તન થયે આખા શરીરને હાનિ

પહોચે. તેજ પ્રમાણે વ્યષ્ટિ રૂપ મનુષ્યને સમષ્ટિ રૂપ જગતસાથે અન્યોન્યાશ્રય હોવાથી જગતના જેટલા અંશોને વિપરીત ભાવ થવાનો, જેટલું જેટલું વિપરીત વર્તન થવાનું, તેટલે દરજ્જે પ્રત્યેક અંશને હાનિ થોડે ઘણે અંશે પ્હોંચ્યા વિના રહેવાની નહિ. અને આમ થયું ત્યારે આવા વિપરીત અંશવાળા જીવનું વર્તન પ્રભુ ઇચ્છાના અધીન થયુ નહિ પણ તેથી ઉલટું થયું. તે જીવો પ્રભુ શરણુ ન જતાં તેથી વિમુખ ગયા એમ કહેવાય.

ત્યારે હવે આપને સમજાયુ હશે કે પ્રભુશરણુ સિદ્ધ થાય તે માટે આ આખા ચૈતન્ય જગતના હિતાર્થે તેના એક અંશ તરીકે પ્રાપ્તવ્યવહાર પ્રભુ ઇચ્છાથી તેની પ્રેરણાથી કરીએ છીએ એવીભાવના અહોરાત્રિ મનમાં રાખી કર્યા કરવો, અને તેમ કરતાં પ્રભુના અન્ય અંશોને યા ભાગને ઇજા ન થાય, ગ્લાનિ ન થાય, એવી કાળજી રાખ્યા કરીએ ત્યારેજ પ્રભુ શરણ માટે આપણે પ્રયત્ન આરંભ્યો છે એમ માની શકાય. આ જગતમાં નાનાવિધ મનુષ્યો રહેલા છે. પ્રત્યેક મનુષ્યને જુદાજુદા પ્રકારની શકિત હોય છે. ત્યારે પોતપોતાની બુદ્ધિ અને શક્તિ અનુકુળ આ જગતમાં જે વ્યવહાર ગ્રહણ કર્યો હોય તે યથાક્રમે પ્રભુની ઇચ્છાથી તેનીજ આપેલી બુદ્ધિથી કર્યા કરવો અને તેમ કરતાં બીજાં મનુષ્ય અને પ્રાણીને હાનિ ન થાય પણ લાભ થાય ત્યારેજ તે વ્યવહાર યોગ્ય રીતે થયેલો કહેવાય.

કૃષિકાર, લુહાર, સુતાર, દરજી, વેપારી, દુકાનદાર વિગેરે વિવિધ ધધો કરનાર મનુષ્યો પોતાનો ધંધો પ્રમાણિકપણે ચલાવે અને પોતપોતાના શ્રમના પ્રમાણમાં નફો લે તો, તે વ્યવહારથી તે

વ્યવહાર કરનાર જીવને એકલાને ફાયદા છે એટલુંજ નહિ પણ દરેક મનુષ્યને તેથી ફાયદો થવાનો. જે પ્રમાણે શરીરના જુદા જુદા ભાગો યાને અવયવો કાર્યના વિભાગ કરી પોતપોતાના સ્વભાવ અને શકિત પ્રમાણે જુદું જુદુ કાર્ય બજાવી આખા શરીરના આરોગ્યમાં વૃદ્ધિ કરે છે તેજ પ્રમાણે આ સમગ્ર મનુષ્યરૂપ જગતશરીરના અવયવરૂપ મનુષ્ય પોતાની શકિત અને બુદ્ધિથી પ્રાપ્તવ્યવહાર પ્રમાણિક પણે એટલે બીજા અંશને અને પોતાને બંનેને ફાયદો થાય એવી રીતે કરે તો બંને સુખી થાય અને પ્રભુની ઇચ્છા પ્રમાણે, કેટલેક અંશે, તેણે વર્તન કર્યું કહેવાય. આ વર્તન સામાન્યશકિત અને બુદ્ધિના જીવોને માટે બસ કહેવાય. જુઓ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રે ગીતાજીમાં કહ્યુ છે કેઃ-

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥अ.३

પોતાની શકિત અનુસાર પ્રાપ્ત વ્યવહાર પ્રભુની ઇચ્છાનુકુળ કરે અને તેમ કરી પોતાનું અને અન્ય જીવોનુ શ્રેય સાધે તો તે પણ ઉત્તમ છે. અને આ પ્રમાણે દરેક વ્યકિત મનુષ્ય પોતપોતાનુ કર્તવ્ય યથાર્થ રીતે બજાવ્યા જાય તો દરેક વ્યકિત આ લોકમા સુખી થાય અને દરેક જન્મમાં સત્વ ગુણની અભિવૃદ્ધિ થને અંતે સત્વાપત્તિ થયે મોક્ષ મેળવે.

પણ અત્રે એક વાત ધ્યાનમા રાખવાની છે અને તે એછે કે ઉપર જે સામાન્ય ધર્મ કહ્યો તે ઉપરાંત વિશેષ ધર્મ પણ મનુષ્યને પ્રાપ્ત થાય છે. પ્રત્યેક વ્યકિત યથાક્રમે પોતાની શકિત, બુદ્ધિ અને

જન્મથી પ્રાપ્ત સ્થળનું કર્તવ્ય બજાવ્યા જાય અને તેથી સમષ્ટિ મનુષ્યજગત અને ચૈતન્યજગત સુખી થાય એમ કહ્યું પણ અનુભવથી જણાય છે કે બાહ્ય ઉપાધિઓ આવી પડવાથી દરેક વ્યક્તિ પોતપોતાનું કર્તવ્ય યથાક્રમે કરી શકતી નથી. તેમ કેટલીક વ્યક્તિઓ વિપરીત વર્તન કરી અન્ય વ્યક્તિઓને– અન્ય પ્રભુના અંશોને–દુઃખી કરે છે.

કેટલાક જન્મથીજ કંઇ પણ કર્તવ્ય બજાવવાને અશક્ત હોય છે. આવા પ્રસંગોમાં પ્રભુ કૃપાથી જેને બુદ્ધિસામર્થ્ય અને શરીર-સામર્થ્ય મળેલું છે યાને જેની પાસે સાધન પણ છે, તેવા પ્રભુના અંશ જીવોને ઉપર બતાવેલા જીવો પ્રત્યે બજાવવાના વિશેષ ધર્મ ઉત્પન્ન થાય છે. અને એવા સમર્થ જીવો તેના વિશેષ ધર્મ બજાવવા ચુકે તો અંતે સમર્થ જીવોને તેમ અન્ય જીવોને દુઃખ પ્રાપ્ત થયા વિના રહેવાનું નહિ. તમારા પાડોશમાં કોઇ વિપરીત મતિના અને વિપરીત આચરણ કરનાર મનુષ્ય રહેતા હોય તો તેઓનાં આચરણ સુધારવા અગર તેને અંકુશિત કરવા તમે કાંઇ પણ કર્મ ન કરો તો તેવા મનુષ્યો પોતાના વિપરીત કૃત્યથી પાડોશીને અને આખરે આખા ગામને થોડે ઘણે અંશે ઇજા કર્યા વિના રહેજ નહિ. તમે ગમે તેટલું તમારૂં સામાન્ય કર્તવ્ય યોગ્ય રીતે બજાવ્યા જાઓ તોપણ અન્ય અંશોમાં આવિર્ભાવ પામેલી વિપરીતતા થોડા ઘણા અંશે તમને સીધી અગર આડી રીતે હાનિ પહોંચાડયા વિના રહેજ નહિ.

જુઓ તમારૂં ઘર તમે સ્વચ્છ રાખતા હોહો પણ પાડોશીઓ મલીનતા દુર કરવા કંઈ પણ કાળજી ન રાખતા હોય તો તે મલીનતાની

અસર તમને થયા વિના રહેવાની નહિ. તેનાં દ્દષ્ટાંત પ્લેગ, જ્વર, કોલેરા વિગેરે રોગો ચાલતી વખતે દૃષ્ટિગોચર થયા વિના રહેતાં નથી.

જે પ્રમાણે સ્થુળ મલીનતાથી પાડોશી અને અંતે ગામને નુકશાન થાય છે તેવીજ રીતે આંતર મલીનતાથી પણ બીજા મનુષ્યોને હાનિ થયા વિના રહેતી નથી. પાડોશમાં અગર ગામમાં રહેતા ચોર, ઠગ,લંપટ, વિશ્વાસઘાતી,અને જુઠા લોકોના વર્તનથી મોડી અગર વહેલી, સીધી અગર આડકતરી રીતે તમને અસર થયા વિના રહેવાની નથી. તમારી સંતતિ, તમારા નોકર, તમારી સંપૂર્ણ કાળજી છતાં આવા લોકોના સંગમાં આવવાના અને તેવા કુસુંગની અસર થોડા વખતમાં બેસી જવાથી કોઈપણ રૂપે તેનું માઠું પરિણામ તમારે ભોગવવું પડવાનુ. મનુષ્ય અને ઇતર પ્રાણીઓ એકજ બ્રહ્મરૂપ શરીરના અંશ યાને ભાગ છે છતા તે અંશો એક બીજાથી બાહ્ય-દૃષ્ટિએ જુદા લાગે છે પણ આધ્યાત્મિક દૃષ્ટિએ તેઓ જુદા નથી તેથીજ કેટલીક વ્યક્તિઓમાં દુષ્ટ વિચારો પણ ચેપી રોગની માફક અન્ય વ્યક્તિઓને અસર કર્યા વિના રહેતા નથી એમ જ્યારે અનુભવથી જણાય છે ત્યારે તો સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે આવા પ્રસંગોમા જે વિશેષ ધર્મ યથાશક્તિ અને યથા સાધન દરેક વ્યક્તિને પ્રાપ્ત થાય છે તે બજાવે તોજ આખુ જગત સુખી થાય છે. તેમ ન થાય તો થોડે અંશે દરેક અંશને હાનિ થયા વિના રહેતી નથી, અને તેથી સ્પષ્ટ અનુમાન કરી શકાય કે આવા વિશેષ ધર્મ યથા શક્તિ, બુદ્ધિ અને યથા સાધન પ્રમાણમાં બજાવવા એ પ્રભુની ઇચ્છા અને આજ્ઞા છે અને તે ઇચ્છા અને આજ્ઞાને અનુકુળ વર્તન કરાય તોજ જીવ પ્રભુ શરણ વર્તે છે એમ કહેવાય, નહિ તો નહિ.

જુઓ આપણા પિંડરૂપ શરીરમાં દરેક અવયવ આપત્તિ વખતે વિશેષ ધર્મ બજાવતા જણાય છે. શરીરમાં બહારથી કોઇપણ જાતનાં રોગના જંતુઓ દાખલ થાય છે અગર શરીરની અંદર કોઇ પણ અવયવના વિપરીત વર્તનથી રોગ ઉત્પન્ન થાય છે. જેવા કે અતિજીવ્હાસ્વાદ અને અન્ય ઇંદ્રિયોના અનિયમિત અને બેહદ વિષયભોગથી ઉત્પન્ન થતા રોગો વખતે શરીરના બીજા ભાગો જે ભાગને હાનિ થઇ હોય તે દુર કરવા મથે છે. એક અવયવ પોતાનો ધર્મ બજાવવા અશક્ત થઇ પડે તો તેનાં કૃત્ય બીજા અવયવો કરી તેની અશક્તિ દુર કરવા મથે છે. અને જો તે દુર કરી શકે છે તોજ આખું શરીર આરોગ્ય થઇ આપણને સુખ લાગે છે જુઓ યકૃત અશક્ત થઇ પડે છે ત્યારે તેનું કાર્ય અન્નાશય, મુત્રપિંડ અને આંતરડાં ઉપાડી લે છે. અને યકૃતને વિશ્રાંતિ આપી તેને અરોગ બનાવી દેછે. તેજ પ્રમાણે બીજા હરકોઇ અવયવને ઇજા થઇ હોય તો બાકીના અવયવો થોડા ઘણા અંશે પોતાના સામાન્ય ધર્મો કરતાં, વિશેષ ધર્મો બજાવી શરીરમાંથી વ્યાધિ દુર કરે છે. અને જો તેમ થઇ ન શકે તો શરીર નષ્ટ થઇ જાય છે. આ અનુભવ સર્વને થયોજ હશે ત્યારે હવે પિંડમાં જે નિયમો વિદ્યમાન જણાય છે તેજ નિયમો બ્રહ્માંડમાં પ્રચલિત છે. એ ન્યાયે જે પ્રમાણે વ્યાધિ વખતે આખા શરીરના અવયવો પોતાનો સ્વાભાવિક સાધારણ ધર્મ ઉપરાંત વિશેષ ધર્મ એક સંપથી બજાવી વ્યાધિની નીવૃત્તિ કરે છે. તેજ પ્રમાણે કોઇપણ ગામ,દેશ, વગેરેમાં વિપરીત વર્તન કરતા જીવોના વિપરીત આચરણ રૂપી વ્યાધિ દુર કરવા અરોગ્ય, અને સમર્થ, અને સાધન સંપન્ન જીવો (મનુષ્યો) પોત પોતાની શક્તિ અને સાધન પ્રમાણે ઉત્પન્ન થતો વિશેષ ધર્મ

એકસંપ થઇ બજાવે નહિ, તો જે પ્રમાણે પિંડમાં તેવા ધર્મના અભાવે પિંડ નાશ પામે તેજ પ્રમાણે તે તે ગામ કે દેશનુ આખું જનસમાજ દુઃખી થઇ અંતે નાશ પામ્યા વિના રહે નહિ. ઇતિહાસથી પણ જણાઇ આવે છે કે જે જે પ્રજાઓએ પોતાની અંદર ઉત્પન્ન થયેલા દુરાચરણી મનુષ્યોને સુધારવા: અગર તેમને અંકુશિત કરી બીજાને કંઇ પણ હાનિ ન કરી શકે તેવી સ્થિતિમાં લાવવા યોગ્ય ઉપાય કર્યા નહિ તેવી પ્રજાઓમાં તેવા દુરાચરણી મનુષ્યની સંખ્યા વધતી ગયેલી. દુરાચરણનો ચેપ સર્વત્ર ફેલાતો ચાલ્યો અને અન્તે તેવી પ્રજાઓ નષ્ટતાને પામેલી.



## સામાન્ય અને વિશેષ ધર્મ બજાવવા એ મનુષ્ય-માત્રની ફરજ છે.



માટે સદ્‌ગ્રહસ્થો, બ્રહ્માંડના એક અંશ તરીકે, જનસમાજના એક ભાગ તરીકે, પોતાનો તેમજ સમાજનો અને બ્રહ્માંડનો યથાક્રમ પ્રવાહ ચાલે તે માટે સામાન્ય અને વિશેષ ધર્મો બજાવવા તેજ પ્રભુની ઇચ્છા પ્રમાણે વર્ત્યા બરોબર થાય છે. અને તેજ પ્રભુ શરણ અંગીકાર કરી તેની આજ્ઞાનુસાર આ સંસાર રૂપી યુધ્ધમાં યોદ્ધા તરીકે કામ કર્યું કહેવાય. પ્રભુના થોડાજ અંશ રૂપ જીવોને પોષી અગર પોષવા બીજા ઘણા અંશોને હાની પહોંચાડવી અગર થોડા અંશોને પોષવા તરફજ કેવળ લક્ષ રાખી બીજા અંશોને

પોષણ મળે છે કે તેમનું વિપરીત વર્તન થાય છે તેની દરકાર ન રાખવી તે પ્રભુનુ શરણ કઇ રીતે કહેવાય?

સામાન્ય વ્યાવહારિક દાખલો લો. તમે કોઇ મહાપુરૂષને શરણ ગયા તેની ઇચ્છા પ્રમાણે વર્તવા કબુલ કર્યું. પણ તે પુરૂષના અંગભૂત તેની સ્ત્રી તેના પુત્ર તથા નિકટના સ્નેહીઓને તમે દુઃખ દીધા કરો અને માત્ર તે પુરૂષનીજ સેવા કર્યા કરો તો તે પુરૂષ તમારૂં શરણુ કેમ કબુલ રાખશે? તો જ્યારે પ્રભુના એક અંગની સેવા કરી બીજા બધા અંગોને તમે હાનિ કરો ત્યારે તે આખા પ્રભુના શરીરને તમે શરણ કેમ ગયા કહેવાશો? તમારૂં તેવું શરણ કેમ કબુલ થશે? નહિજ થાય.

અર્જુનને જે વખતે પોતાના વિરાટ સ્વરૂપનું દર્શન પ્રભુએ કરાવ્યું ત્યારે તેણે શું જોયું? આખા જગતના પ્રાણીઓનાં મુખ, પેટ, ઇંદ્રિયો અને અવયવો બ્રહ્મનાંજ અવયવો છે તેવુ તેણે જોયું. ત્યારે હવે બ્રહ્મનાં પાંચ પેટને માટે તૈયાર ખોરાક તમે ખુચાવી લો, એક ભાગને પુષ્ટ બનાવવા બીજા ભાગને લુંટો તેને હાનિ પહોંચાડો તે પ્રભુ કેમ સહન કરે? તેવું કરનાર જીવને શરણ કેમ લેશે? તમારા પોતાનાજ શરીરના એક ભાગને તમારો નોકર આવી રીતે સેવે અને બીજા ભાગને છુંદે અને હાનિ પહોંચાડે તો તમે તમારા નોકરોને શું કરશો? તેને સજા કરી નોકરીમાંથી કાઢી મુકશો તે નક્કીજ છે.

તો પ્રભુ સર્વ અંતર્યામી રૂપ છે. તેવા પ્રભુના થોડા અંશો પોતાનીજ પુષ્ટિ માટે હજારો અંશોને હાનિ કરે—તેમને નષ્ટ કર્યા

સરખા કરી નાંખે, તેમના પ્રત્યે સામાન્ય તેમજ વિશેષ ધર્મ ઉપર બતાવ્યા પ્રમાણેના બજાવે નહિ,–તેવા જીવોને પ્રભુ શરણુ કેમ લેશે? નહિજ લે. તમે કહેશો કે પ્રભુ દયાળ છે, અને તેથી પાપી જીવ પણ શરણુ જાય તેને ઉગારી લે છે. અને તે પ્રમાણે કર્યાના દ્રષ્ટાંતો શાસ્ત્રમાં ઘણાં છે. તેનો ઉત્તર એટલોજ આપુ છું કે તે દ્રષ્ટાંતો પૈકી કોઈ દ્રષ્ટાંત એવું બતાવો કે આવા પાપી જીવ શરણુ ગયા પછી પાપાચરણુ કાયમ રાખતો હોય તે છતાં પ્રભુએ તેને શરણુ રાખી ઉદ્ધારી લીધો છે. એમ બનેજ નહિ. પ્રભુ તેવી દયા બતાવે તો પ્રભુ નિર્દય બની જાય. એકના પર કૃપાનુ પરિણામ બીજા પર અવકૃપા થાય એવુ થાય, તે પ્રભુ કરેજ નહિ. પાપાચરણુ કરનાર મનુષ્યને જ્યારે સત્સમાગમ અગર જ્ઞાનથી પોતાના પાપોનું ભાન થઇ આવે છે ત્યારે તે અતિશય પશ્ચાતાપ કરેછે. અને જે દિવસથી તેને તેવું ભાન થાય છે તે દિવસથી કોઇ પણ જાતનું પાપ કરતો નથી એટલુંજ નહિ પણ ધર્મ કાર્ય અહોરાત્રિ કર્યા જાય છે અને અહોરાત્રિ સત્તાપત્તિ માટે તીવ્ર ઇચ્છાથી પ્રયત્ન કર્યા કરે છે. અને તેના પરિણામે તેના પુન્યનું ફળ એટલું જબરજસ્ત થઈ જાય છે કે તેથી તેના ભૂતના પાપો ક્યા સમાઇ જાય છે તે જણાતું પણ નથી. આવા મનુષ્ય ઘણુ કરી મનોબળવાળા હોય છે. અને તેથી તે જલદીથી પુરૂષાર્થ કરી પ્રભુ ઇચ્છાનુકુળ લોકહિતાર્થ વર્તન કરી પ્રભુશરણુને યોગ્ય થઇને શરણુ મેળવે છે.

વ્યવહારમા, આળસ વગેરે દુર્ગુણથી પછાડી પડેલા પણ જન્મથી બીજી રીતે શક્તિમાન મનુષ્યો પોતાના દુર્ગણનુ ભાન થતા તે ઝટ ત્યાગી પુરૂષાર્થ કરવા મંડી જાય છે.અને પોતાના કરતાં મદશક્તિવાળા મનુષ્યો જે પાપાચરણુ નહિ જેવું કરતાં તેમના કરતાં આગળ વધી જાય છે.

પોતાના સામર્થ્યના સંપૂર્ણ સદ્ઉપયોગથી પાપાચરણવાળા મનુષ્યો પશ્ચાતાપ થયેથી પુર્વ કરતાં ઘણા વેગથી અને આગ્રહથી પાપાચરણના બદલે પુન્ય કર્તવ્ય કરે છે અને પોતાના કરતાં મંદ ગતિથી ચાલતા જીવો કરતાં પણ આગળ થઇ જાય છે. ને પોતાના સદ્વર્તનની એકંદરે અતિશય અધિકતા થઈ જવાથી પ્રભુ શરણ તેમને મળે છે. તેમાં પ્રભુની તેમના પ્રત્યે ખાસ દયા સમજવી નહિ. તેવી દયા કેવી રીતે હોઈ શકે? પોતાના મંદ ભક્તો કરતાં પાપી પુરૂષો પ્રત્યે ખાસ દયા લાવવા પ્રભુને ખાસ કારણ કેમ કલ્પી શકાય? નહિજ કલ્પાય. માટે ઉપર કહ્યા પ્રમાણે પાપીને મુક્તિ મળે તે અપવાદ રૂપ નથી. માટે ખરૂં શરણ પ્રાપ્ત થવા માટે ઉપર કહ્યા પ્રમાણે સામાન્ય અને વિશેષ ધર્મ બજાવ્યા જવા જોઇએ.

તમે આ સ્થળે પ્રશ્ન પૂછશો કે શું અષ્ટાક્ષરમંત્ર ગુરૂએ આપ્યો છે તે જપવાનો નથી? અને શુ માત્ર વ્યવહાર કરવાના ઉપદેશ રૂપ છે? અને શુ જપનું ફળ ગુરૂ કહે છે તે મિથ્યા છે? ના મિથ્યા નથીજ. જપ કરવોજ જોઇએ. તે મારાથી ના કહેવાયજ નહિ. પણ મારૂં જે કહેવું છે તે એજ કે લક્ષ્યાર્થનો જપ કરવો. જપ કરવો એટલે તે અર્થનું મનન કરવું. અષ્ટાક્ષર મંત્રના અર્થનું મનન કરવાથી તેની છાપ અંત કરણમા ધીમે ધીમે દૃઢ થતી જાય છે. એકાન્તમાં સ્વસ્થ બેસી ચિત્તને સ્વસ્થ કરી અષ્ટાક્ષર મંત્રના લક્ષ્યાર્થનું મનન કરવામાં આવે; આ જગત બ્રહ્મમય છે, વાસુદેવ રૂપ છે, જીવો તેના અશ છે, અને હું વ્યક્તિજીવ તે પરમાત્માનો અંશ છું, અને તેને શરણ છું, એમ અહોનિશ હૃદયમાં વૃત્તિ ચાલ્યા કરે તો અંતઃકરણ તદાકાર થઈ જાય છે. સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે.

---

# પ્રભુ શરણે જવાથી ક્રમશઃ દૈવી સંપત્તિની વૃદ્ધિ થાય છે.

' જે જેનું ચિંતન કરે તે તે મય થઇ જાય,

પ્રભુ ચીંતી પ્રભુ મય થવું કીટ ભ્રમરને ન્યાય.,,

આ નિયમ પ્રમાણે હીપનોટીઝમમાં જેને **ઓટોસજેશન** કહે છે તે પ્રમાણે અષ્ટાક્ષર મંત્રના આંતર અર્થનો જાપ કરવાથી એટલે અહોનિશ તે આંતર અર્થ આતર દૃષ્ટિ આગળ રાખ્યાથી તે પ્રમાણે જગતમાં વર્તન થાય છે. અને જેટલે દરજ્જે તે પ્રમાણે વર્તન થાય છે તેટલે દરજ્જે તે મંત્રના ચૈતન્ય જોડે આપણા ચૈતન્યનો યોગ થતો જાય છે. આતર જપ બાહ્યવર્તનને અનુકુળ થાય છે. બાહ્યવર્તન અંતરવૃત્તિને પુષ્ટ બનાવતું જાય છે. એમ એક બીજાને મદદ કરતા જાય છે. માટે બંને ઉપયોગી છે. પણ બંને પદ્ધતિથી મહામંત્રનો જપ અને તદનુકુળ વર્તન યોગ્ય રીતે થાય છે કે કેમ તે આપણે હમેશ તપાસતા રહેવું જોઇએ. પ્રભુ શરણુ જેમ જેમ થતું જાય તેમ તેમ શરણે જવા નિશ્ચય કરી તે પ્રમાણે પ્રયત્ન કરતાં મનુષ્યમાં દૈવી સંપંતીનો ઉદય થતો જોવામાં આવવો જોઇએ.

શ્રી ગીતાજીમાં ૧૬ મા અધ્યાયમાં દૈવી સંપત્તિનું વર્ણન આપ્યુ છેઃ—

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितीः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

અને આસુરી પ્રકૃતિનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

પ્રભુ શરણ થયેલા જીવમાં પ્રભુની દૈવી સંપત્તિના ગુણો આવિર્ભાવ થયા વિના રહેજ નહિ, અને આસુરી સંપત્તિ તીરોભાવ થયા વિના પણ રહે નહિ

માટે જેમ જેમ આ દૈવી સંપત્તિના ગુણોની વૃદ્ધિ થતી જાય અને આસુરી સંપત્તિના ગુણોનો તીરોભાવ થતો જાય તેમ તેમ પ્રભુ શરણ થતું જાય છે. અને મંત્ર સિદ્ધિ થઇ જાય છે, એમ જાણવું. જો તેમ થતું જોવામાં ન આવે તો સમજવું કે મંત્ર સિદ્ધિ થતી નથી. તે ઉપરથી જાણવું કે તેનો યથાર્થ જપ અને તદનુકુળ વર્તન થતું નથી.

અમુક ઔષધિ લેવા દર્દે ભલામણ કરી હોય. જ્વર અટકાવવા ક્વીનાઈન લેવું એજ અતિ ઉત્તમ ઉપાય છે એવું ડાક્ટરે કહ્યું અને તે વાત આપણે માની. પણ જ્યાં સુધી ક્વીનાઇન લઇ શરીરમાં પાચન થાય નહિ ત્યાં સુધી જ્વર કેવી રીતે અટકવાનો ? ક્વીનાઈન લેવાથી તાવ જાય છે, ક્વીનાઇન લેવાથી તાવ જાય છે, એમ વારંવાર બોલવાથી, જાપ કરવાથી જ્વર જશે ? નહિજ જાય

પણ ક્વીનાઇન યોગ્ય રીતે જઠરમાં જવું જોઇએ અને ત્યાં યોગ્ય રીતે પાચન થઇ રૂધિરમાં પ્રવેશે તો જ્વરનાં જંતુઓનો નાશ થાય. પણ તે સિવાય નહિ. દરદી વૈદને મળે અને કહે કે મેં ક્વીનાઇન લીધું હતું, પણ જ્વર જરા પણ કમી થયો નહિ. ત્યારે વૈદને સ્વાભાવિક રીતે સંશય થશે કે ક્વીનાઇન લીધુ નહિજ હોય. અગર થોડા અંશમા લીધું હશે. અને તપાસ કરતાં ઘણી વખતે તે સંશય ખરો ઠરે છે. હવે ક્વીનાઈન જ્વરના અમોઘ ઉપાય કહેવાય નહિ. તેમ છતાં તે યથાર્થ લીધું છે, અને પાચન થઈ રૂધિરમા મળી ગયુ છે, તેની પરીક્ષા તેના પરિણામ રૂપ જ્વરની શાંતિથી વ્યવહારિક રીતે વૈદ કરે છે. તેવીજ રીતે આ અષ્ટાક્ષર મહામંત્ર જે એક અમોઘ રસાયણ રૂપ ઔષધિ છે તે લઇ પાચન કરેલી સિધ્ધ કયારે જાણવી કે તેથી તેના ફળ રૂપી દૈવી સંપત્તિરૂપ સંપૂર્ણ રીતે આવિર્ભાવ થાય અને આસુરી સંપત્તિ નષ્ટપ્રાય થઇ જાય. તેવા દૈવી જીવો "सर्वभूतहितेरता" એ ગીતાજીમા બતાવ્યા પ્રમાણેના દૈવીજીવનાં લક્ષણ પ્રમાણે આખા જગતને પોતાના કુટુંબ રૂપ માની તેમને સુખ કરી પોતે આનંદ માનતા રહે છે અને અન્તે મુક્તિ પ્રાપ્ત કરે છે.

**મહાશયો ? હવે આપને ખાત્રી થયા વિના રહી નહિ હોય કે અષ્ટાક્ષર મંત્ર જેમાં કૃષ્ણ શરણ–યાને બ્રહ્મ શરણ–યાને સમર્પણ** નો અતિ ઉત્તમ ઉપદેશ સમાયેલો છે. અને તે હમેશ હૃદયમાં ધારણ કરી તેનું મનન કર્યા કરવાથી અને તદનુકુળ વર્તન ઉપર બતાવેલી રીતે કર્યાથી આ લોકમા પોતે સુખી થઈ બીજા જીવોને સુખ આપી અન્તે પરમધામ શ્રીપ્રભુ પરમાત્માના ધામને પામે છે. અરે પરમાત્મા સ્વરૂપ થઇ જાય છે. કૈવલ્ય પદની પ્રાપ્તિ થાય છે.

---

## નીતિના સિંધાન્તના રહસ્યરૂપ પણ આ મહામંત્ર ગણી શકાય.

---

આ મહામંત્રમાં ઉંચમાં ઉચ નીતિ પણ સમાયેલી છે. નીતિના સિદ્ધાન્તના રહસ્ય રૂપ પણ આ મંત્રને ગણી શકાય અને તેવાં રહસ્યરૂપ તે મત્રને ગણી ઉપર બતાવ્યા પ્રમાણે સામાન્ય અને વિશેષ રૂપ પ્રાપ્ત થતા ધર્મો યથા રીતે બજાવવામાં આવે તો ઉંચમાં ઉચ નીતિ પ્રાપ્ત થાય અને તેની સાથે આધ્યાત્મિક ઉન્નતિ પણ થાય છે.

કર્તવ્યનો ઉંચમાં ઉંચ નિયમ એવો ગણાય છે કે કર્તવ્ય કરવું તે કર્તવ્યની ખાતર–" Duty for Duty's sake " આ નિયમનો આ મંત્રમાં સમાવેશ થાય છે. એટલુંજ નહિ પણ તદ્-

પ્રરાંત પરમાત્માશ્રયની દૃઢ ભાવના રાખવાથી તે કર્તવ્ય કરવાનું પૂર્ણ સામર્થ્ય પ્રાપ્ત થાય છે, અભય વગેરે પ્રભુતાના ધર્મો પૂર્ણ પણે આવિર્ભાવ પામે છે.

જુઓ સામાન્ય વ્યવહાર કરતી વખતે પણ તે વ્યવહાર કોઇ સમર્થ રાજ્યના આશ્રય અને રક્ષણ નીચે કરવામાં કેટલી હીંમત રહે છે. તો જે ચૌદભુવનનો નાથ છે તેના આશ્રયે રહી તેનીજ પ્રેરણાથી ઉપર બતાવ્યા પ્રમાણે કર્તવ્ય કર્યા જવાય તો તેવા કર્તવ્યથી વખતો વખત થતી હાનિ અગર નિષ્ફળતા રૂપ દુઃખ કાંઇ ઇજા કરતાં નથી. જ્યારે આપણી બુદ્ધિ એમ દૃઢજ થાય કે પ્રભુના એક અંશ તરીકે તેનીજ ઇચ્છાથી અને પ્રેરણાથી આપણે અમુક કર્તવ્ય કરીએ છીએ એમાં આપણને કંઈ પણ અહંત્વ, મમત્વ નથી આપણે પોતા માટે અમુક ફળ પોતાની ઇચ્છાથી પોતાના સામર્થ્ય પર ભરોસો રાખી કરતા નથી. પણ પ્રભુ ઉપર ભરોસો રાખી કરીએ છીએ તો તેમાં નિષ્ફળ થવાય, તેમાં લાભ હાની થાય, તેથી આપણને ક્ષોભ ઉપજતો નથી. અને ચિત્તની શાંતિ રહે છે, તેવી શાંતિ ઘણી વખતે કર્તવ્યની ખાતર કર્તવ્ય કરનારને નહિ રહેતી હોય એમ સંભવ લાગે છે, કારણ કે તેવા જીવને કંઇ પણ અવલંબન મળતું નથી.

" જીવ જીવ કે આશરે . જીવ કરત હે રાજ્ય,

તુલસી રઘુવીર આશરે  ક્યું બીગરે કો કાજ. "

---

આવા દૃઢ ભરોસાથી કામ કરીએ તો કામ પણ ફળીભૂત થાય છે. અને તેમ ન થયું તો તે પ્રભુની તેવી ઇચ્છા હશે તેમ ધારી ચીતને ક્ષોભ થતો નથી. આ મોટો લાભ વ્યવહારમાં પણ પ્રત્યક્ષ છે. તે ઉપરાંત આધ્યાત્મિક લાભ ઇશ્વર અનુસંધાન પામવા રૂપ–મોક્ષ પામવા રૂપ–થાય તે તો જુદો અને અમૂલ્ય છે.

પ્રભુ શરણ શું તે હવે આપની કલ્પનામાં સંપૂર્ણ રીતે આવ્યું હશે. હું પ્રભુને શરણ છું એમ બોલ્યા કે શરણ ગયા એમ થઈ જતું નથી. કોઈ મનુષ્યવ્યકિતના શરણ જવું હોય તો તેના સમીપ જઇ તેને શરણે આવ્યો છું એમ કહી, તેને શરણ રાખવા કહે, અને તેનું કહેવું યથાર્થ છે એમ શરણ લેનારની ખાત્રી થાય તો તે શરણ કબુલ કરે પણ પ્રભુશરણ તેવી રીતે બની શકે તેમ નથી. શરણ ગયો એમ બોલ્યા તેથી શરણ જવાયું એ નહિ અને શરણ પ્રભુએ કબુલ કર્યું પણ નહિ. મંત્રના ઉચ્ચારથી અમુક ફળ થાય તેવું જ્યાં જ્યાં કહેવામા આવ્યું હોય તે માત્ર અર્થવાદ રૂપે સમજવું તેમાં સંશય કરવા જેવો નથી.

પ્રભુ શરણ આંતર વૃત્તિઓની શુદ્ધિ થતે થતે શુદ્ધ સત્વાપત્તિ થયે થાય છે. જુઓ, અર્જુન જે ઉત્તમ અધિકારી હતો તેને પણ જ્ઞાન, કર્મકાંડ, ભકિતમાર્ગ, વગેરેનો ઉપદેશ કર્યા પછી છેવટ શરણનો ઉપદેશ કર્યો, અને તે તુર્ત ફળીભૂત થઇ ગયો. પ્રથમ આંતર શુદ્ધિ થતે થતે અંતે ખરૂં શરણ થાય છે. શરણની દૃઢ ભાવના, તેનું હૃદયમાં રાત્રિદિવસ મનન, તદ્ અનુસાર વ્યવહાર દશામાં રહેલા હોય ત્યાં સુધી વર્તન થતે થતે અંતે પ્રભુ શરણ સિદ્ધ થાય છે, એ ખૂબ યાદ રાખવું જોઇએ. તેમ ન હોતતો અર્જુનને માથાકુટ કરતાં

પહેલાં શરૂઆતમાંજ શરણમંત્ર આપી શ્રીકૃષ્ણ પરમાત્મા વિરાગત. મારે પ્રભુશરણ-કૃષ્ણશરણ-ને ઉપર બતાવ્યું તેમ છે.

છેવટે સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રભુને અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરૂં છુ કે આપણ સર્વને તે પરમકૃપાળુ પ્રભુ એવી મતિ આપો કે તેના અંશરૂપ આપણ જીવો આપણે સ્વભાવથી અને પુરૂપાર્થથી પ્રાપ્ત થતાં કર્તવ્ય યોગ્ય રીતે ઉપર બતાવેલા નિયમો લક્ષમાં રાખી બજાવીએ અને તે સામાન્ય ધર્મ બજાવવા ઉપરંત અન્ય જીવોને સુધારવા અને સહાય કરવા રૂપ વિશેષ ધર્મ બજાવીએ અને તેમ કરતાં દૈવી ગુણોની પ્રાપ્તિ કરી અંતઃકરણ સુદ્ધિ દ્વારા પ્રભુનો સાક્ષાત્કાર કરવા શક્તિવાન થઈએ.

ॐ शांतिः शांतिः शांतिः तथास्तु.

જંબુસર.
તા. ડીસેમ્બર ૧૯૧૨.

દેશાઇ કરશનદાસ જેસીંગભાઈ.



